# ગુ[illegible] પ્રશ્નોત્તર

નિશાળોમાં શિખનારા [illegible]

વિદ્યાર્થીઓને સારૂ

દોલતરામ નરભેરામ કારકુન

સુરત વિભાગના, દીપુટી ઇન્સ્પેકટરની ઓફીસનાએ

બનાવ્યા.

સુરત

સુરત સોદાગર છાપાખાનામાં ડાહ્યાભાઈ મંછારામે

છાપ્યું. દરિયા મેહેલ.

સંવત ૧૯૨૭. સન ૧૮૭૧.

આવૃત્તિ ત્રીજી.

કીમંત બે આના.

# गुजरातना इतिहासना प्रश्नोत्तर.

પ્ર.—ગુજરાતની ચતુર સીમા એ શું શું છે ?

ઉ.—ઉત્તરે,મારવાડ તથા કાંઈક મેવાડનો દેશ છે.પૂ-
ર્વે માળવા તથા ખાનદેશ તથા કાંઈક મેવાડનો
ભાગછે.પશ્ચિમે કચ્છનું રણ તથા આરબી સમુદ્ર છે.
દક્ષિણે થાણા જીલ્લો અને આરબી સમુદ્રછે.

પ્ર.—ગુજરાતની લંબાઇ પોહોળાઈ કેટલી છે ?

ઉ.—લંબાઇ સરેરાસ ૩૦૦ મૈલછે અને પોહોળાઇ
સરેરાસ ૧૮૦ મૈલછે.

પ્ર.—ગુજરાતમાં વસ્તી કેટલી છે ?

ઉ.—આસરે ૭૦૦૦૦૦૦ માણુસની વસ્તી છે?

પ્ર.—ગુજરાતના ભાગ કેટલાછે અને તેહરેકનુ નામશું?

ઉ.—ચાર જીલ્લા.પાંચ ઈલાકા. અને બે સંસ્થાન
એ રીતે અગીઆર ભાગછે તેઓના નામ.૧ સુરત
જીલ્લો.૨.ભરૂચ જીલ્લો.૩.ખેડા જીલ્લો.૪.અ-
મદાવાદ જીલ્લો.૧.કાઠીઆવાડ ઈલાકો.૨.પાલણપુ
ર ઈલાકો.૩.મહીકાંઠા ઈલાકો.૪.રેવાકાંઠા ઈલાકો
૫.સુરત ઈલાકો.૧.ગાયકવાડનું સંસ્થાન અને ખં

જાતનું સંસ્થાન.

પ્ર.—ગુજરાતની રાજધાનીનું શેહેર કયું હતું !

ઉ.—હિંદુ રાજાની વખતમાં અને ત્યારપછી કેટલીક મુદત્ત મુસલમાનના વખતમાં પાટણ હતું. પણ અહમદશાહે સને ૧૪૧૨માં અમદાવાદ વસાવ્યું તે વારથી રાજગાદી ત્યાં થઇ.

પ્ર.—ગુજરાતમાં બીજા મુખ્ય શેહેરો કયાં છે ?

ઉ.—સુરત, ભરૂચ, ખેડા, ખંભાત, વડોદરા, ભાવનગર, જુનાગઢ, ધોળેરા, ધોરાજી, નવાનગર, પોરબંદર, માચરોળ, મોરબી, વાંકાનેર, રાંધણપુર, ઇડર, વડનગર, ડીસા વગેરે છે.

પ્ર.—ગુજરાતમાં મુખ્ય નદીઓ કયીછે ?

ઉ.—નર્મદા, તાપી, મહી, સાબરમતી, બનાશ, સરસ્વતી, ભાદર, ભોગાવો વગેરે છે !

પ્ર.—ગુજરાતમાં અસલ મોટા શેહેરો કયાં હતાં ?

ઉ.—દ્વારિકા, પ્રભાસ પાટણ, વલ્લભીપુર, ચાંપાનેર અને પંચાશર.

પ્ર.—ગુજરાત નામ શા ઉપરથી પડયું !

ઉ.—રશિઆના રાજના સીમાડાપર જારજીઆ પ્રાંત છે ત્યાંથી ગુજર લોકો પંજાબ મારવાડ વગેરે કે-

કાણે વસ્યા અને ત્યાંથી ઇસવીસનની સાતમી સ
દીમાં ગુજરાતમાં આવ્યા તેથી ગુર્જરાત નામ પ-
ડયું એવું કેટલાકનું મત્ત છે.

પ્ર.—વલ્લભીપુર કયી જગાએ હતું?

ઉ—ગોહલવાડમાં ચમારડીના પહાડની તળેટીમાં ભા
વનગરની પાસે જયાં હાલ વળા ગામછે તે જગો-
એ અસલ એ નગર હતું.

પ્ર.—વલ્લભીપુરનો રાજા કોણ હતો?

ઉ.—શિલાદીત નામે રાજા હતો. એ રાજા બૌધ ધ-
ર્મી થયો હતો પણ પછી એનો ભાણેજ મૂળ નામે
ભરૂચના રાજાનો છોકરો થયો તેણે જૈન ધર્મનો
અભ્યાસ કરીને બૌધ ધર્મવાળાને વાદમાં હરાવી
પોતાના મામા શિલાદીતને પાછો જૈનધર્મી કીધો.

પ્ર.—વલ્લભીપુરના નાશ વિષે તમે શું જાણોછો?

ઉ.—એના નાશ બાબત એક એવી ગપ ચાલેછે કે
એ શેહેરની પાસે ઇસાવળાના ડુંગર આગળ એક
સાધુ પોતાના ચેલા સહીત આવીને ઉતર્યો હતો
તેને તે ગામમાં ભીખ નહી મળ્યાથી એ શેહેરને
ઊંધું વાળવાનો શ્રાપ દીધો તેથી તેનો નાશ થયો
બીજી એના નાશ બાબત એવી વાત ચાલેછે કે

એ વલ્લભીપુરમાં મારવાડના પાલી શેહેરથી કોઈ કાકુ નામે વેપારી આવી વસ્યો હતો. એની છોકરી પાસે જડાવ કાંસકી એક હતી તે રાજાની છોકરીની નજરે પડી તે કાંસકી શિલાદીતે પોતાની છોકરીની હઠને લીધે તેની પાસે જુલમથી લીધી તેથી એ વેપારીએ ગુસ્સે થઈ સીંધના મ્લેચ્છ રાજા પાસે જઈ તેને લાવીને એ રાજાને મરાવ્યો અને એ શેહેરનો ઈ. સ ૩૨૯માં નાશ કરાવ્યો.

પ્ર.—ત્યાર પછી ગુજરાતમાં મોટું રાજ ક્યાં થયું ?

ઉ.—ચાવડા વંશના રજપુત ઝીંઝુવાડાની પાસે પંચાશરમાં આવી વસ્યા હતા તેમાના જયશિખરીએ ઈ સ. ૬૯૬માં પંચાશરમાં રાજ સ્થાપ્યું.

પ્ર.—જયશિખરીનું રાજ કોણે જીતી લીધું ?

ઉ.—કલ્યાણીના સોળંકી રજપુત ભૂવડ રાજાએ.

પ્ર.—ભૂવડ રાજાએ શી રીતે લીધું ?

ઉ—કોઈ શંકર નામે કવિ હતો તે કલ્યાણી ગયો અને ત્યાં સોળંકી વંશી ભૂવડ રાજાના દરબારમાં ગુજરાતની ઘણી તારીફ કરી તેથી ભૂવડને એ રાજ લેવાનું મન થયું. ત્યાર પછી પંચાશર પર તેણે ચઢાઈ કરીને લૂટ ફાટ કરવા માંડી ત્યારે જયશિખરીના

સાળા સુરપાળે હલ્લાં કરી તેને હરાવ્યો.પછી ભૂવ-
ડ રાજા જાતે ચડી આવ્યો અને બાવન દીવસ લ
ડાઈ કરી પણ ફાવ્યો નહી. છેલ્લે ભુવડના ભટ ના
મના સરદારે જયશિખરીની ફોજને હઠાવી ત્યારે
જયશિખરીએ પોતાની હાર થવાની તક જોઇ પો-
તાના સાળા સુરપાળને પાસે તેડયો, અને કહ્યું કે તા
રી ગર્ભવંતી બેહેનને કોઇ નિર્ભય જગોએ મૂકી
આવકે જેથી એનો છોકરો થાય તે મારૂં વેર લઇ
શકે તે પ્રમાણે તેણે કીધું અને જયશિખરી લડા
ઈમાં મરાયો અને રાજ ગયું.

પ્ર.—૨૫ સુંદરીની પછી ત્યાં શી અવસ્થા થઈ?

ઉ.—તેને એક ભીલડી મળી તે પોતાને ઘેર તેડી ગ
ઈ પછી કેટલીક મુદ્દત્તે તેને છોકરો થયો તેનું
નામ વનરાજ પાડયું.

પ્ર.—વનરાજ નામ કોણે પાડ્યું?અને તે શાથી પડ્યું

ઉ.—એનો જન્મ વનમાં થયો માટે એનું નામ વન-
રાજ પાડયું. એનું નામ શીલગુન સૂરી નામે જૈ
ન સાધુએ પાડયું.

પ્ર.—વનરાજને શી રીતે ગાદી મળી?

ઉ—એના મામા સુરપાળે એના જન્મની ખબર જા-

ણી એટલે તેને ગીરનારના ડુંગરમાં તેડી ગયો ત્યાં લૂટ ફાટ કરી ગુજરાન ચલાવતાં ચઉદ વરસનો થયો ત્યારે કોળી ભીલવગરે લોકોને રાખી લશ્કર એકઠું કરી પંચાશર જીત્યું પણ પછી હાર્યો ને અંતે અણુહીલપૂર જેને હાલ પાટણ કેહેછે તે ઈ.સ ૭૪૬ માં પોતે વસાવી રાજધાની કરી.

પ્ર.—અણુહીલપૂર નામ કેમ પડયું ?

ઉ—અણુહીલ નામે ભરવાડે એને જગા બતાવી અને બીજી મદદ કરી હતી તેની યાદગારી રેહેવાને એ નામ પાડયું.

પ્ર.—વનરાજ કેટલા વરસ રાજ કરીને કયા વરસમાં મરી ગયો ?

ઉ.—સાઠ વરસ રાજ કરીને ઈ.સ.૮૦૬માં મુઓ તે વખતે એની ઉમર એકસો દશ વરસની હતી.

પ્ર.—વનરાજ પછી કયા કયા, રાજા થયા ને તેઓએ કેટલા વરસ રાજ કીધું ?

ઉ.—છ રાજા થઇ ગયા, તે નીચે પ્રમાણે.

| રાજાનું નામ. | ક્યારે ગાદીએ બેઠો. | ક્યારે ઉઠયો. | કેટલા વરસ રાજ કર્યું. |
|---|---|---|---|
| ૧ યોગરાજ. | ઈ.સ.૮૦૬ | ઈ.સ.૮૪૧ | ૩૫ |

| | | | |
|---|---|---|---|
| ખેમરાજ | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ભુવડ(પિથુ) | ૮૬૬ | ૯૯૫ | ૨૯ |
| વિજયસિંગ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદીત | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસિંગ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

પ્ર.—એ ૭ રાજાઓ વિષે જાણવાજોગ મુખ્ય હકીકત હોય તે લખો !

ઉ.—વનરાજનો છોકરો યોગરાજ ઘણો શૂરો અને તીરમારવામાં ચપળ હતો. એણે પોતાનું રાજ ઘણું વધાર્યું. એ શિવાયના રાજાઓની જાણવા જેવી હકીકત કાંઈ નથી. છેલો રાજા સામતસંગજી સારા સ્વભાવનો ન હતો.

પ્ર—સામતસંગજીની પછી રાજની શી અવસ્થા થઈ?

ઉ—એ રાજાની બેહેન લીલાદેવી સોળંકી વંશના ભુવના દિત્યના છોકરા રાજ સાથે પરણી હતી. તેને મૂળરાજ નામે છોકરો હતો, તેને સામતસંગજીએ દારૂના ઘેનમાં દીકરો કરી લઈ ગાદીએ બેસાડ્યો પછી સુદ્ધી આવી ત્યારે ના કબુલ થયો તેથી મૂળ રાજે ફોજ જમા કરી પોતાના મામાપર હલો કરી તેને મારી નાખી રાજ્ય લઈને ઈ. સ. ૯૪૨ માં

ગાદીએ બેઠો.

પ્ર.—ચાવડા વંશ કેટલા વરશ ચાલ્યો ?

ઉ.—ઈ.સ.૭૪૬થી ઈ.સ.૯૪૨ લગી ૧૯૬ વરશ.

---

સોળંકી વંશના રાજા.

પ્ર.— સોળંકી વંશનો પેહેલો રાજા કોણ થયો !

ઉ.—મૂળરાજ.

પ્ર.—મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે એના પર કોણ કોણ ચડી આવ્યું અને તેનું પરીણામ શું થયું !

ઉ.—અજમેરના રાજાએ સ્વારી કરી. તેજ તકે તેલંગણના રાજાએ સેનાપતી બાર્પિને મોકલ્યો. તેથી મૂળરાજે અજમેરના રાજાને કાંઈક આપીને પાછો ફેરવ્યો અને તેલંગણના સેનાપતીપર હુમલો કર્યો તેમાં બાર્પિ માર્યો ગયો અને તેનું લશ્કર નાશી ગયું.

પ્ર.—ત્યાર પછી મૂળ રાજે કોની સાથે લડાઇ કરીને પોતાની આણ મનાવી અને કોને માર્યો ?

ઉ.—સોરઠપર ચડાઈ કરીને તે રાજાને પોતાની આણ મનાવી અને કચ્છના રાવ લાખાને માર્યો.

પ્ર.—મૂળ રાજના છોકરાનું નામ શું અને તેણે એના છતાં શું પરાક્રમ કીધું ?

ઉ.—છોકરાનું નામ ચામુંડ. એ મોટો થયો ત્યારે એણે નર્મદા કાંઠાનો કેટલોક મુલક જીતી લીધો. મૂળરાજે ઈ. સ. ૯૯૭મા પોતાના છોકરા ચામુંડને રાજ સોંપી પોતે તિર્થ કરવા નિસર્યો.

પ્ર.—ચામુંડના વખતમાં કયા કયા પરદેશીઓ ગુજરાતમાં આવ્યા ?

ઉ.—ગીજનીના સુલતાન મહમદે ઈ. સ. ૧૦૨૪ મા એકદમ પાટણ આવીને જીત્યું. ચામુંડ ત્યાંથી નાશી ગયો ને મહમદ પ્રભાસ પાટણમાં સોમનાથનું દેહેરું લુટવાને ગયો.

પ્ર.—મહમદે પ્રભાસ પાટણમાં શું કર્યું ?

ઉ.—સોમનાથનું દેરું તોડવા માટે ત્રણ દીવસ સુધી લડ્યો તેમા પેહેલા બે દીવસ હિંદુઓએ મુસલમાનોને હઠાવ્યા પણ ત્રીજે દાહાડે હિંદુઓ હારીને નાશી ગયા એટલે મહમદ દેહેરામા જઈ મુર્તિ ભાંગી ત્યાંથી આશરે આઠ કરોડ રૂપૈઆનું ઝવેર લઈ અણહીલવાડમાં આવ્યો. પછી ત્યાં દુર્લભને રાજા ઠરાવી સિંધુનારણને રસ્તે પાછો ગયો.

પ્ર.—દુર્લભને રાજ શી રીતે મળ્યું ?

ઉ.—ચામુંડના મોટા દીકરા વલ્લભનો હક હતો પણ

વલ્લભ મહમદને નમ્યો નહી અને ઉલટો એ તથા એનો ભત્રીજો ભીમ દેવ સામા થયા ને દુર્લભ તો મહમદને શરણ થઇને ખંડણી આપવાને કબુલ કરી માટે મહમદે દુર્લભને રાજા ઠરાવી વલભને કેદ કરી ગીજની લઈ ગયો.

પ્ર.—દુર્લભ કયારે મરણ પામ્યો ?

ઉ.—ઈ.સ.૧૦૩૨મા સાત વરશ રાજ કરી એના ભત્રીજા ભીમદેવને રાજ સોંપી એણે વનવાસ લીધો ને ત્યાં મરણ પામ્યો.

પ્ર.—ભીમદેવના વખતમાં રાજ કેવું ચાલ્યું ?

ઉ.—એ ઘણો પરાક્રમી અને બાણાવળી હતો તેથી એ ભીમ બાણાવળી કેહેવાયછે એણે પોતાનું રાજ વધાર્યું. માળવાનું રાજ લીધું. અજમેર અને સિંધ ઉપર સ્વારી કરી તે રાજ જીત્યાં.એણે ઈ.સ. ૧૦૩૨થી તે ઈ.સ.૧૦૭૨ લગી ૪૦વરસ રાજ કર્યું

પ્ર.—ભીમદેવ પછી કોણ રાજા થયો ?

ઉ.—એનો છોકરો કરણ એના વખતમાં જાણવા લાયક વાત બની નથી.તે બાવીસ વરસ રાજ કરીને ઈ.સ.૧૦૯૪મા મરી ગયો.ત્યારે એની ગાદીએ તેનો પુત્ર સિદ્ધરાજ થયો તે નાની ઉમરનો હતો

માટે રાજનો કારભાર તેની મા મીનળદેવી કરતી.

પ્ર.—સિદ્ધરાજે કોની સાથે લડાઇઓ કરી ?

ઉ.—માળવા પ્રાંતપર સ્વારી કરીને તે જીતી લીધું. બીજી લડાઈ જુનાગઢના રાજા રાખેંગાર સાથે તેની સ્ત્રી રાણકદેવી લેવા બાર વરશ સુધી કરીને અંતે રાખેંગારને માર્યો. કનોજના રાજા સાથે ઘણીવાર લડાઇ કરી અને કર્ણાટકથી તે હીમાલય સુધી બાવીશ રાજાને પોતાની આણ મનાવી.

પ્ર.—સિદ્ધરાજના વખતમા રાજ કેવી રીતે ચાલ્યું !

ઉ.—રૈયતને સુખ થાય તેવી રીતે રાજ ચલાવ્યું જેથી તેને આજપર્યંત "સદરા જેસંગ" ને નામે સૌ ઓળખેછે તે શૂરો, શાંત ને પરાક્રમી હતો. આખા ગુજરાતના હિંદુ રાજાઓમા એજ મોટોરાજાગણાયછે

પ્ર.—સિદ્ધરાજે કેટલા વરશ રાજ કર્યું ?

ઉ.—ઓગણ પચાશ વરસ રાજ કરી ઇ.સ.૧૧૪૩મા મરણ પામ્યો.

પ્ર.—એની પછી ગાદીએ કોણ બેઠું !

ઉ.—એના પિત્રાઇના વંશમાનો કોઈ કુમાર પાળ નામે સખશ બેઠો.

પ્ર.—એ કુમાર પાળે કેવી રીતે રાજ ચલાવ્યું !

ઉ.—એના વખતમાં જૈન ધર્મનુ જોર થયું હતું.સુલતાન મહમદે તોડેલું સોમનાથનું દેરૂં એણે ફરીથી બંધાવ્યું.એણે ૩૧ વરશ રાજ કર્યું ને ઇ.સ. ૧૧૭૪મા એને એના ભાઈ મહીપાળના દીકરા અજેપાળે ઝેર દઇને માર્યો.

પ્ર.—કુમાર પાળ પછી કયા કયા રાજા થયા ?

ઉ.—અજેપાળ,બાળમૂળરાજ ને ભોળો ભીમ એ રાજાઓ થયા તેમાના પેહેલા બેની વખતમા કાંઇ જાણવાજોગ વાત બની નથી.ભોળોભીમ ઈ. સ. ૧૧૭૯ મા ગાદીએ બેઠો.

પ્ર.—ભોળા ભીમના વખતમા શું શું થયું !

ઉ—ગીજનીના ગોરીવંશના શાહબુદ્દીન પાદશાહે ગુજરાતપર સ્વારી કરી ત્યારે એ ભીમદેવે લડાઇ કરી તેને હરાવ્યો અજમેરના રાજા સોમેશ્વર ઉપર હુમલો કરી તેને માર્યો તે વેર લેવા તેના પુત્ર પૃથુરાજે આવી લડઇ કરી ભીમદેવને હરાવ્યો.શાહાબુદ્દીનના સરદાર કુતબુદ્દીને ઈ.સ.૧૧૯૫ માભીમદેવપર બાજી સ્વારી કરી ગુજરાત જીત્યું નેત્યાં સુબો ઠરાવી પાછો ગયો.પણ પછી તરતજ ભીમદેવે પાછા આવી સુબાને કાઢી મુકયો ને ઇ.સ.૧૨૨૫

લગી ૪૬ વરસ રાજ કર્યું. સોળંકી વંશનો એ કે ૯મો રાજા થયો.

પ્ર.—સોળંકી વંશ કેટલા વરસ ચાલ્યો?

ઉ.—ઇ. સ. ૯૪૨થી તે ઇ. સ. ૧૨૨૫ સુધી એટલે ૨૮૩ વરસ.

---

## વાઘેલા વંશના રાજાઓ.

પ્ર.—સોળંકી વંશ પછી કયા વંશના રાજા થયા? અને તે કેટલા થયા તેના નામ દો.

ઉ.—વાઘેલા વંશના છ રાજા તેના નામ ૧લો વિરધવળ ૨જો વિશળદેવ ૩જો ભીમદેવ ૪થો અર્જુનદેવ ૫મો સારંગદેવ અને ૬ઠો રાજા કરણ.

પ્ર.—વાઘેલા નામ શાપરથી પડ્યું?

ઉ.—સોળંકી રજપૂત લવણ પ્રસાદ કરીને વાઘેલા ગામમા રહેતો હતો તેપરથી લવણ પ્રસાદનો છોકરો વિરધવળ નામે પરાક્રમી થયો અને તેનો છોકરો વિશળદેવ થયો.

પ્ર.—રાજા કરણના હાથમાંથી ગુજરાતની ગાદી કોના હાથમાં ગઇ?

ઉ.—દીલ્લીની ગાદી પર અલાઉદ્દીન ખીલજી નામે

બાદશાહ હતો તેણે પોતાના ભાઈ અલીફખા-
નને તથા વજીર નસરતખાનને ગુજરાત જીતવા
મોકલ્યા તેઓએ આવી લડાઇ કરી તેમાં રાજા
કરણ હાર્યો અને દક્ષીણમાં દેવગઢ તરફ નાશી ગ-
યો અને એની રાણીઓ છોકરાં વગેરે સર્વ મુસ-
લમાનને હાથ ગયું; અને ગુજરાતનું રાજ પણ
મુસલમાનને હાથ ગયું.

પ્ર.—ગુજરાત પર મુસલમાને શા કારણથી સ્વારી ક-
રી ને રાજ લીધું?

ઉ.—ભાટ લોકો એવું બતાવે છે કે ગુજરાતના રાજા
કરણ પાસે માધવ ને કેશવ એવા બે પ્રધાન હ-
તા. તેમાના માધવની સ્ત્રી રૂપાળી હતી તેને
જુલમથી એ રાજાએ લઈ લીધી અને કેશવને
મારી નાખ્યો તેથી માધવે દીલ્લી જઇને અલાઉ-
દ્દીન બાદશાહને સમજાવી ગુજરાત પર ચડાઈ ક-
રાવી તેથી મુસલમાને આવીને રાજ લીધું.

પ્ર.—વાઘેલા વંશની જે રાણીઓ લડાઈમાં પકડાઈ
તેમાની કઇને બાદશાહે પોતાની સ્ત્રી કરી?

ઉ.—તેમાની એક કોલાદેવી નામે હતી તે ઘણી રૂપ-
વંતી બુદ્ધીમાન અને ચંચળ હતી તેનેજ બાદશા-

કે પોતાની સ્ત્રી કરી.

પ્ર—વાઘેલા વંશ કેટલા વરસ ચાલ્યો?

ઉ.—ઈ.સ. ૧૨૨૫થી ઈ.સ. ૧૨૯૭ સુધી એટલે ૭૨ વરશ ચાલ્યો.

---

## મુસલમાન રાજાઓ.

પ્ર.—ગુજરાતમા મુસલમાની રાજનો પાયો કોણે નાખ્યો ! અને તેની ગોઠવણ શી રીતે કરતા ?

ઉ.— દીલ્લીના પાદશાહ અલાઉદ્દીને. પછી દીલ્લીના બાદશાહ ગુજરાતમા પોતાના સુબાઓ મોકલી રાજ ચલાવતા હતા.

પ્ર.—સ્વતંત્ર રાજ કોણે સ્થાપ્યું !

ઉ.—મહમદ તઘલખના મોકલેલા સૂબા મુજફરખાંએ મુજફરશાહ એવું નામ ધારણ કરી ઈ. સ. ૧૩૯૬ મા સ્વતંત્ર રાજ સ્થાપ્યું.

પ્ર.—મુજફરશાહે કેટલા વર્ષ રાજ કર્યું !

ઉ.—પંદર વરસ રાજ કરી ઈ.સ. ૧૪૧૧મા તે મરણ પામ્યો.

પ્ર.—મુજફરશાંહ પછી તેની ગાદીએ કોણ બેઠું ?

ઉ–તેનો દીકરો અહમદશાંહ બેઠો. એણે ઈ.સ. ૧૪૨૧,

મા અમદાવાદ વસાવીને ત્યાં પોતાની રાજધાનીકરી

પ્ર.—અહમદશાહને કોની સાથે લડાઈ થઈ ?

ઉ.—એના કાકાનો છોકરો મોદુક જે કે વડોદરાનો અમલદાર હતો. તેણે ભરૂચમાં જઇ રાજ પદ ધારણ કર્યું. તે ઉપરથી પછી અહમદશાહે તેના પર સ્વારી કરીને તેનો પરાજય કર્યો.

પ્ર.—અહમદશાહે કેટલા વર્ષ રાજ કર્યું ?

ઉ—એણે ૩૧ વરસ રાજ કર્યું અને ઈ. સ. ૧૪૪૩-મા એ મરણ પામયો.

પ્ર.—અહમદશાહ પછી ગાદીપર કોણ બેઠું !

ઉ—મહમદશાહ, કુતુબશાહ, દાઉદશાહ ને મહમદ બેગડો એ રીતે ચાર રાજા થઈ ગયા તેમા પેહેલા ત્રણના વખતમા કાંઈ જાણવાજોગ હકીકત બની નથી

પ્ર.—મહમદ બેગડો કેવો રાજા હતો !

ઉ—એ ઘણો જબરો રાજા હતો. એણે જુનાગઢના અને પાવાગઢના રાજાઓને જીત્યા. તે શિવાય ઇ. સ. ૧૪૭૨મા કચ્છપર સ્વારી કરીને ત્યાં જય મેળવ્યો. પછી સિંધમાં જઈ જાટ અને બલોચી લોકોને હરાવ્યા. તે શીવાય સુરતની દક્ષિણે વલસાડ આગળ ચાંચીયા લોકોની સાથે લડાઇ કરીને તેમનો નાશ

કર્યો.

પ્ર.—એ બાદશાહે કયું શેહેર વસાવ્યું?

ઉ.—મેહેમદાવાદ શેહેર વસાવ્યું.

પ્ર.—એણે કેટલાં વર્ષ રાજ કર્યું?

ઉ.—બાવન વર્ષ રાજ કરીને ઈ.સ.૧૫૧૧મા એ મ-
રી ગયો.ગુજરાતના મુસલમાન રાજાઓમાં એ સૌ
થી મોટો ને પરાક્રમી રાજા કેહેવાયછે.

પ્ર—મહમદ બેગડાની પછી કોણ કોણ બાદશાહ થયા?

ઉ—મુઝફ્ફર બીજો સિકંદરશાહ મહમદ બીજો ને બા-
હાદુરશાહ એ અનુક્રમે રાજાઓ થયા.

પ્ર.—બાહાદુરશાહ કયા સનમાં ગાદીએ બેઠો?

ઉ.—ઈ.સ. ૧૫૨૬ મા બેઠો.

પ્ર.—બાહાદુરશાહના વખતમા શા બનાવ બન્યા?

ઉ.—એના વખતમા દિલ્લીના પાદશાહ હુમાયુએ
ચઢાઈ કરીને હરાવ્યો પણ હુમાયુ ગયો ને તરતજ
બાહાદુરશાહે બધો મુલક જીતી દીવમાં થોડી મુ-
દતથી આવી વસેલા પોર્ટુગીસ લોકો સાથે દરી-
આઈ લડાઇ કરી.પણ તેમાં તેમણે કપટ કરી બાહા-
દુરશાહને માર્યો.એ પાદશાહે માળવામાં પણ પોતા-
નો અમલ બેસાડ્યો હતો.ઈ.સ.૧૫૨૯ મા દક્ષિણમાં

ચ્હાડી કરી અહમદ નગર અને બીજાં શેહેરો પણ એણે લૂટી લીધાં હતાં.

પ્ર.—બાહાદુરશાહે કેટલાં વર્ષ રાજ કર્યું !

ઉ—દસ વર્ષ રાજ કરી, પોર્ટુગીસ લોકોને હાથે મરાયો.

પ્ર.—પોર્ટુગીસ લોકો ક્યાંના રેહેનારા ?

ઉ.—યૂરોપખંડમાં પોર્ટુગાલ કરીને દેશછે ત્યાંના. એ લોકો વેપારને સારૂ ઈ. સ. ૧૪૯૮મા દક્ષિણ હિંદુસ્થાનમાં પેહેલ વેહેલા આવ્યા અને ગુજરાતમા દક્ષિણ કાંઠા પર દીવ અને દમણમાં કોઠી કરી.

પ્ર.—બાહાદુરશાહ પછી કોણ ગાદીએ બેઠું !

ઉ.—મહમદ ત્રીજો. અહમદ બીજો. અને મુજફ્ફર ત્રીજો એ પ્રમાણે રાજાઓ થયા પણ તેઓના વખતમાં ગુજરાતની પડતી દશા હતી. છેલ્લા રાજા ત્રીજા મુજફ્ફરશાહ પાસેથી દિલ્લીના પાદશાહ અકબરે ઈ. સ. ૧૫૭૩મા ગુજરાતપર ચ્હાડી કરી તેને હરાવ્યો ને ગુજરાત જીતી લીધું. પછી મુજફ્ફરશાહ આપઘાત કરી ઈ. સ. ૧૫૮૯મા મરણ પામ્યો. ત્યારથી ગુજરાતનું રાજ પાછું દિલ્લીની ગાદી નીચે ગયું અને સુબાઓ અમલ કરવા લાગ્યા.

પ્ર.—સુબાઓ કયા કયા પાદશાહના વખતમા. કેટ-

બા કેટલા આવ્યા ?

ઉ.–ઇતિમાદખાન,આઝીજ,કોકા એ વગેરે અકબરના વખતમા આઠ,જાહાંગીરના વખતમાં આઠ,શાહજહાંના વખતમા બાર, ઔરંગજેબના વખતમાં દસ,શાહઆલમના વખતમાં એક,જાંહાંદાંરશાહાના વખતમા એક,મહમદશાહના વખતમા છ,અહમદશાહના વખતમા એક, એ ગતે બધા મળીને સુડતાળીશ સુબાઓ આવ્યા.

પ્ર.—એ સુબાઓ અને મુસલમાન પાદશાહઓ શી રીતે રાજ ચલાવતા !

ઉ.—જયાંસુધી દિલ્લીમાં જબરા પાદશાહ રહ્યા ત્યાં સુધી નવા ઠરેલા સુબાને જુનો સુબો રાજ સ્વાધીન કરતો પણ દિલ્લીના રાજાઓ નબળા થયાં પછી નવા થએલા સુબાને રાજ લેવાને લડાઈ કરવી પડતી તેઓ રાજના જુદા જુદા વિભાગ કરી ઇજારે આપતા.તેથી ઇજારદારો રૈયતપર જુલમ કરી પૈસા કઢાવતા.હિંદુ રૈયત પાસેથીજ કર લેતા.દેશમાં લડાઈ મારામારી ને જુલમ શિવાય બીજુ કાંઈજોવામા આવતું નહી.કોઈ કોઈ સારા પાદશાહના વખતમાં રૈયતને સુખ મળેલું છે.મહમદ બેગડા જેવાએ ધર્મ–

શાળા વગેરે કરીને રૈયતને સુખ આપેલું છે ખરૂ.પ
ણ તે સુખ ઘણુ દુ:ખની આગળ કાંઈજ નહી. ટું-
કામાં મુસલમાની રાજ હિંદુઓને દુખદાયક થઈ
પડ્યું હતું.

---

મરેઠાઓનો અમલ.

પ્ર- ગુજરાતનુ મુસલમાની રાજ કોને હાથ ગયું ?

ઉ.—દક્ષિણમા પુનાના મરેઠા રાજાના પ્રધાન પેશ-
વા અને તેના સરદાર ગાયકવાડને.

પ્ર.—ગુજરાતમા મરેઠાઓએ શી રીતે રાજ મેળવ્યું?

ઉ —દિલ્લીના પાદશાહ મહમદશાહના વખતમાં તેનો
સુબો હૈદર કુલીખાં તેને ગાંઠતો નહી હતો માટે
તેનો બંદોબસ્ત કરવા તેનો વજીર નીજામમુલમુલ્ક
આવ્યો.તેણેતેને હરાવી પોતાના કાકા હમીદખાન
ને સુબો ઠરાવી પોતે પાછો દિલ્લી ગયો તેમુબાની
જગાએ પાદશાહે કાંઇ કારણથી ઇ.સ.૧૭૨૪ મા
શીર બુલંદખાનને સુબો ઠરાવી મોકલ્યો તેણે
હમીદખાં પાસેથી અમદાવાદ જીત્યું પછી હમીદખાં
દાહોદ ગયો ત્યાં પુનાના મરેઠા શાહુ રાજાનો સ-
રદાર કંથાજી હતો તેને મળી બંદોબસ્ત કર્યો કે
જો તમે મને ગુજરાતનુ રાજ પાછું અપાવો તો

મારે તમને ચોથ આપવી તે તેણે કબુલ કરી મ-
દદ આપી તેથી તેણે અમદાવાદ જીત્યું.

પ્ર.—ગુજરાતમાં ગાયકવાડને મરાઠાની ચોથમાં ભાગ
કેમ મળ્યો !

ઉ.—સુજાતખાં ને ઈબ્રાહીમ કુલી એમનો ત્રીજો
ભાઈ રૂસ્તમ અલી સુરતનો સુબો હતો તેણે પી-
લાજી ગાયકવાડની હમીદખાં સાથે લડાઈને મદદ
માગી. એ જીલાના અડાસ ગામ આગળ લડાઈ
થઇ તેમાં હમીદખાનને હરાવ્યો પણ પીલાજીએ દગો
કર્યો જેથી રૂસ્તમ અલી આપઘાત કરીને મુઓ.
પીલાજીએ આવો દગો કર્યો તેથી હમીદખાંએ એ-
નો ભાગ કરાવી એવું ઠરાવ્યું કે મહી નદીની પૂર્વની
ચોથ પીલાજી લે અને પશ્ચિમ તરફની કંથાજી લે.

પ્ર.—સુરત શેહેરની ઉત્પત્તિ વિષે શું જાણોછો !

ઉ—સોળમાં સૈકાની અગાઉ તો સુરતની જગોપર ના-
નુ સરખું ગામ હતું. પણ તે વખતમા મોટું શેહેર
રાંદેર હતું. એક શુરતા નામે રામજણીને કોઈ મુ
સલમાન અમીરે રાખી હતી તેને જ્યારે તે અમી-
રે કાહાડી મુકી ત્યારે કોઈ રૂમી નામે વેપારીએ
રાખી અને પેલા મુસલમાન અમીરની બીકથી ના-

શીને ઉપર બંધેલાં ગામમા આવી બને રહ્યાં.પછી તેઓના વેપારમાંથે તેથી ગુજરાતનો બાદશાહ ઘ-ણો ખુશી થયો અને રૂમીનું ઘણું સન્માન કર્યું અ-ને એ ગામને ફરતો કીલ્લો બાંધવાનું કામ રૂમીને સોપ્યું પછી તેનું નામ સુરત કેહેવાયું.

પ્ર.—પીલાજી અને હમીદખાનના કરારની વાત દિ-હલીના બાદશાહે જાણી ત્યારે ત્યાંથી એને સા-રૂ શી ગોઠવણ થઈ ?

ઉ—સુબા શીરબુલંદખાં એ પોતાના મુકેલા માણસ-નો નાશ થયેલો જોઇ પોતાની સુબાગીરી લેવા ફોજ લઇઆવ્યો ને હમીદખાનને મારી કાઢયો તોપણપી-લાજી અને કંથાજી જે ચોથને માટે લુટફાટકરતાહ-તા તેમને ચોથ આપવી શરૂ રાખી પછી બાજીરાવ પેશવાના ભાઈ ચીમનાજી આપાએ ધોળકા લૂટી પે-ટલાદમાથી ખંડણી લીધી અને શીર બુલંદખા સાથે કરાર કર્યો કે પીલાજી તથા કંથાજીને અ-પાતી ચોથ બાજીરાવને આપવી અને તેઓ આવી લુટફાટ નહી કરે તેના બંદોબસ્તને સારૂ ૨૫૦૦ સ્વાર પેશવાએ રાખવા.

પ્ર.—ઉપલો ઠરાવ દિલ્લીના બાદશાહે મંજુર કર્યો

કે શી રીતે ?

ઉ—એ શીરબુલંદખાનનો કરેલો ઠરાવ પાદશાહને ગમ્યો નહી તેથી જોધપૂરના રાણા અભેસંગને સુબો ઠરાવી મોકલ્યો. તેણે ઈ.સ.૧૭૩૨મા વડોદરા લીધું ને પીલાજીને ડાકોરમાં મરાવ્યો પણ કાંઇ કારણથી અભેસંગને ગુજરાતનું રાજ રતનસંગ ભંડારીને સોંપી પાછું જવું પડ્યું તેથી દિલ્લીના બાદશાહે મોમીનખાનને સુબો ઠરાવી મોકલ્યો પણ રતનસંગ રાજ છોડે નહી તેથી મોમીનખાને દામાજી ગાયકવાડને મદદે લઈ આવી અમદાવાદ ઈ.સ ૧૭૩૭મા જીતી લીધું. ત્યારથી ગાયકવાડનો અરધો ભાગ અમદાવાદની ઉપજમાં પડ્યો.

પ્ર.—પેશવાને ફરી ગાયકવાડ સાથે શી રીતે કબુલત થઇ ?

ઉ.—એક સમે દામાજી ગાયકવાડ દક્ષિણમાં ગયો ત્યાં નાના સાહેબ પેશવાએ દગો કરીને પકડાવી કેદ કર્યો તેથી છુટવા સારૂ તેણે પેશવા સાથે કરાર કર્યો કે જે કાંઇ પ્રગણાં તે વખતે ગાયકવાડને તાબે હતાં તેમા પેશવાનો અર્ધો ભાગ. અને જે કાંઈ લુટ તથા ખંડણી આવે તેમાથી ખરચ જતાં જે કાંઇ વધે

તેમા પણ અર્ધો ભાગ. અને તે શીવાય દસ હજાર
ઘોડા ગાયકવાડે ચાકરીમા રાખી દર વરશે રૂ.
પ૨પ૦૦૦ ખંડણીના સરકારમાં ભરવા.

પ્ર.—ગુજરાતનુ રાજ પેશવા અને ગાયકવાડને હાથ
કયારે ને શી રીતે આવ્યું ?

ઉ.—ઉપજ ઉઘરાવી લેવા પેશવાનો ભાઈ રઘુનાથરાવ
અને દામાજી ગાયકવાડ આવ્યા તે વખતે અમદા-
વાદમા નવાબ જુવાં મરદખાં બાબી હતો તેણે લ-
ડીને નહી ફાવ્યો ત્યારે એમની સાથે સલાહ કરીને
અમદાવાદ ઈ સ. ૧૭પપમા બીજા કેટલાંક પરગણા-
ની જાહાગીર લઈ આપી દીધું.

પ્ર.—પછી પેશવાએ એ જગાપર કોને સુબો કર્યો ?

ઉ—શ્રીપતરાવ નામે સુબો ઠરાવ્યો.

પ્ર.—મરાઠાનુ રાજ કેટલા વર્ષ ચાલ્યું !

ઉ.—આસરે પોણોસો વર્ષ ચાલ્યું.

પ્ર.—મરાઠાની રાજનીતિ કેવી હતી ?

ઉ.—ઈનસાફ તો મળેજ નહી. ઉપજ લેવાને પણ પા-
કો બંદોબસ્ત નહી હતો. સરકાર તરફના ચાડી-
યા રાખેલા તે ચાડી કરી લોકોને દંડાવે. લુટફાટ
જારીજ. રૈયતના રક્ષણને માટે બંદોબસ્ત પણ નહી.
ને રૈયત કોઇ સુખી નહી.

પ્ર.—મરાઠાના હાથમાથી ગુજરાતનુ રાજ કોના હાથમા ક્યારે આવ્યું !

ઉ—એ રાજમાનુ ઈ.સ.૧૮૧૮મા અમદાવાદ શેહેર અંગ્રેજોએ લીધું? [૫૯ ?

પ્ર—ગાયકવાડ અને પેશવાના વખતમા શી હકીગત

ઉ.— ગાયકવાડ કરતાં પેશવાનો અમલ વધારે હતો. તેઓ ઉપજ સરખી વેહેચી લેતા. અને પૈશા કઢાવવાને લોકોપર જુલમ કરવાને ચુકતા નહી. દક્ષિણમાં જ્યારે અંગ્રેજ અને પેશવાને લડાઈ ચાલી ત્યારે અંગ્રેજોના જનરલગાડર્ડે આવી પેશવાના સુબા બાપાજી પંડીત પાસેથી શ. ૧૭૮૦ માં અમદાવાદ જીતી લીધું ને ગાયકવાડને સોપ્યું. પણ સરત કરીકે ઉપજનો અડધો ભાગ પેશવાને પુને પોંચાડવો તોપણ પછીથી પેશવાએ છેલ્લા સુબા શેલુકરને મોકલ્યો હતો તેણે ગાયકવાડના સુબાને કાહડી મુકયો રૈયતપર ઘણો જુલમ કર્યો ને ઘણા કર ઉઘરાવ્યા. આથી પેશવાના હુકમથી ગાયકવાડે શીવારામ ગારદીને ફોજ આપી અમદાવાદ લેવાને મોકલ્યો તેણે તે જીતી લીધું ને પેશવાને શેલુકર જેટલું આપતો હતો.તેટલું ગાયકવાડે દશ વરસ સુધી ઈજારા દાખલ આપવું એવું ઈ. સ. ૧૭૯૫ માં ઠરાવ્યું?

પ્ર.—અમદાવાદ અંગ્રેજોને શી રીતે માળ્યું?

ઉ.—છેલ્લો પેશવા બાજીરાવ ઈ.સ. ૧૭૯૬માં ગાદી પર બેઠો. જ્યાં લગી તેનો કારભાર તમામ નાના ફડનવીસ કરતો હતો ત્યાં લગી તો રાજ ઠીક ચાલ્યું પણ તે જ્યારે ઈ.સ. ૧૮૦૦માં મૂઓ તેવારે રાજમા ગડબડ ચાલી અને હોલકરે ઈ.સ.૧૮૦૨ મા પુના જીતી લીધું તે પાછું લેવા બાજીરાવે અંગ્રેજોની મદદ માગી અને ધંધુકા, રાણપુરને ધોધા એ ત્રણ પ્રગણા આપ્યાં. ઉપલા દશ વરશના ઈજારાના રૂપીઆ ગાયકવાડ પાસે પેશવા માગતા હતા ને ગાયકવાડ હોલકર સાથે કરેલી લડાઈનો ખરચ માગતો હતો તે ટંટો પતાવવા ગાયકવાડે અંગ્રેજોને વચમાં નાખ્યા. અને ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યો તેને પેશવાએ દગો કરીને મરાવ્યો તેથી અંગ્રેજોને પેશવા પર ઘણોજ ગુસ્સો આવ્યો ને વેર થયું તોપણ ફરીને કેટલાંક કારણથી સલાહ થઈ. પછી પીંઢારાની લડાઈ વખત પેશવાએ કપટ કરીને ઈ.સ. ૧૮૧૭મા ખાનદેશમા ખટકી આગળ અંગ્રેજો સાથે લડાઈ કરી તેમા હાર્યો તેથી પછી અંગ્રેજોએ પુના જીતી લીધું અને ઈ.સ. ૧૮૧૮

મા અંગ્રેજોના સરદાર માલકમ સાહેબ મારફત પેશવાએ ઠરાવ કર્યો કે પેશવાએ દરસાલ આઠ લાખ રૂપીઆ લઈ પુના છોડીને બ્રહ્માવર્તમા જઈ રેહેવું અને બધું રાજ અંગ્રેજ સરકારે લેવું. આ ઠરાવથી પેશવાનો અમદાવાદનો અડધો ભાગ ઈ.સ. ૧૮૧૮ માં અંગ્રેજોને મળ્યો.

પ્ર.—અમદાવાદમા ગાયકવાડનો ભાગ હતો તેનું શી રીતે થયું?

ઉ.—ઈ.સ.૧૮૧૮મા વડોદરાને લગતું કંભાઇ પ્રગણું અંગ્રેજોએ પેશવા પાસેથી જીતી લીધેલું ગાયકવાડને આપી અમદાવાદનો અરધો ભાગ પોતે રાખ્યો.

પ્ર—સુરતના નવાબનું રાજ અંગ્રેજોને કયારે મળ્યું?

ઉ—છેલ્લો નવાબ નાસરૂદ્દીન ઘણો નબળો હોવાથી સઘળો કારભાર અંગ્રેજોએ ઇ.સ. ૧૮૦૦માં સુરતનો લઈ લીધો ને નવાબને જગાતનો પાંચમો ભાગ તથા ઉપજમાથી એક લાખ રૂપીઆ દરવરસે આપવા ઠરાવ કીધો.

પ્ર.—ગુજરાતમા હાલ સૌથી મોટું રાજ કયું છે?

ઉ.—ગાયકવાડનું અને તેથી ઉતરતું ઉપજ પ્રમાણે જોઈએ તો ભાવનગરનું છે.

પ્ર.—એ વગર ગુજરાતમાં બીજાં કોઈ સંજ્ઞ છે?
ઉ.—ભાવનગરનું, નવાનગરનું, ઝાલારજપુતનું, વગેરે છે.

---

## ગુજરાતના રાજાઓની વંશાવળી.

### ચાવડા વંશના રાજાઓ.

| રાજાઓના-નામ. | ક્યારે ગાદીએ-બેઠો. | ક્યારે-ઉઠયો. | કેટલાવર-સરાજ્યકર્યું. |
|---|---|---|---|
| જયશિખરી | ઈ.સ. ૬૯૬ | ઈ.સ. ૭૪૬ | ૫૦ |
| વનરાજ | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગરાજ | ૮૦૬ | ૮૪૧ | ૩૫ |
| ખેમરાજ | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ભૂવડ(પિથુ) | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિજયસિંગ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસિંગ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

### સોળંકી વંશના રાજાઓ.

| | | | |
|---|---|---|---|
| મૂળરાજ | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ | ૯૯૭ | ૧૦૨૫ | ૨૮ |
| વલ્લભ | ૧૦૨૫ | ૧૦૨૫ | |
| દુર્લ્લભ | ૧૦૨૫ | ૧૦૩૨ | ૭ |

| | | | |
|---|---|---|---|
| ભીમદેવ | ૧૦૩૨ | ૧૦૭૨ | ૪૦ |
| કરણ | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| સિદ્ધરાજ | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| કુમારપાળ | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજેપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| બાળમૂળરાજ | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભોળોભીમદેવ | ૧૧૭૯ | ૧૨૨૫ | ૪૬ |

વાઘેલા વંશનારાજાઓએ ક્યાંથી ક્યાંસુધી રાજ કર્યું એ નક્કી માલમ પડતું નથી પણ એ વંશ ઇ.સ.૧૨૨૫થી તે ઈ.સ. ૧૨૯૭ લગી ૭૨ વરસ ચાલ્યો છે.

મુસલમાન સ્વતંત્ર રાજાઓ.

| | | | |
|---|---|---|---|
| મુજફ્ફરશાહ | ૧૩૯૬ | ૧૪૧૧ | ૧૫ |
| અહમદશાહ | ૧૪૧૨ | ૧૪૪૩ | ૩૧ |
| મહમદશાહ | ૧૪૪૩ | ૧૪૫૧ | ૮ |
| કુતુબશાહ | ૧૪૫૧ | ૧૪૫૯ | ૮ |
| દાઉદશાહ | ૧૪૫૮ | ૧૪૫૯ એક મહીનો | |
| મહમદબેગડો | ૧૪૫૯ | ૧૫૧૧ | ૫૨ |
| મુજફ્ફરશાહ બીજો. | ૧૫૧૧ | ૧૫૨૬ | ૧૫ |
| શિકંદરશાહ | ૧૫૨૬ | ૧૫૨૬ | ૦ |
| મહમદશાહ | ૧૫૨૬ | ૧૫૨૬ | ૦ |

| | | | |
|---|---|---|---|
| બાહાદુરશાહ | ૧૫૨૬ | ૧૫૩૬ | ૧૦ |
| મહમદશાહ ફરૂકી. | ૧૫૩૬ | ૧૫૫૩ | ૧૭ |
| મહમદશાહ ૩જો. | ૧૫૫૩ | ૧૫૬૧ | ૮ |
| અહમદશાહ ૨જો. | ૧૫૬૧ | ૧૫૬૧ | ૦ |
| મુઝફ્ફરશાહ ત્રીજો. | ૧૫૬૧ | ૧૫૭૩ | ૧૨ |

ગાયકવાડી રાજ.

| | | | |
|---|---|---|---|
| પીલાજી | ૧૭૩૦ | ૧૭૩૨ | ૨ |
| દામાજી | ૧૭૩૨ | ૧૭૬૮ | ૩૬ |
| શીઆજી | ૧૭૬૮ | ૧૭૯૨ | ૨૪ |
| ગોવિંદરાવ | ૧૭૯૨ | ૧૮૦૦ | ૮ |
| આણંદરાવ | ૧૮૦૦ | ૧૮૧૯ | ૧૯ |
| શીવાજી | ૧૮૧૯ | ૧૮૪૭ | ૨૮ |
| ગણપતરાવ | ૧૮૪૭ | ૧૮૫૬ | ૯ |
| ખંડેરાવ | ૧૮૫૬ | ૧૮૭૦ | ૧૪ |
| મલ્હારરાવ | ૧૮૭૦ | હાલમાં રાજ કરે છે. | |



# જાહેર ખબર.

---

નીચે લખેલી ચોપડીઓ સુરતમાં ઘણી ખરી સરકારી નિશાળોમાં તેમજ મુગલીસરામાં કીકાભાઈ પરભુદાસના ડીપોમાંથી રોકડી કીમતે મળશે અને સુરત જીલ્લાના દરેક પ્રગણાનું થાણું કે ગામમાંહે ત્યાંની પણ સરકારી નિશાળમાંથી રોકડી કીમતે મળશે

| ચોપડીઓના નામ. | કીમત. |
| --- | --- |
| ગુજરાતના ઇતિહાસના પ્રશ્નોત્તર..... | ૦—૨—૦ |
| મુંબઈ ઈલાકાની ભૂગોળ વિદ્યા...... | ૦—૧—[illegible] |
| ગુજરાતી અને બાળબોધ અક્ષરની કાપી | |
| બુક મોટા અક્ષરની............... | ૦—૨—[illegible] |
| એજન વચલા અક્ષરની.... | ૦—૧—[illegible] |
| એજન ઝીણા અક્ષરની..... | ૦—૧—૬ |

**દોલતરામ નરભેરામ કારકુન**

સુરત વિભાગના ડીપુટી ઈન્સ્પેક્ટરના ઓફીસ.